# नविनराज.

પ્રસિદ્ધ કર્ત્તા.

શાહ ભોગીલાલ મગનલાલ,
અંગ્રેજી સ્કુલ, હેડમાસ્તર, ગોધાવી.
તાલુકે સાણંદ.

પ્રત ૨૦૦૦.

“સત્યવિજય” પ્રીન્ટીંગ પ્રેસ.
પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.

૧૯૬૩. સને ૧૯૦૭.
વીરસંવત. ૨૪૩૩.

કીંમત ૦-૧-૦.

# जाहेर खबर.

## આ પુસ્તક નિચેના શીરનામે મળશે

**સાણંદ**—મહેતા. ગોવીંદજી ભીમચંદ.

**માંડલ**—વોરા. જેચંદ ભાયચંદ.

**પાટડી** વોરા. કેશવજી હંસરાજ.

**વઢવાણ સીટી**- કેશવલાલ જેરાજ ગાંધી.

**લીમડી**—ચોકશી. ચુનીલાલ માણેકચંદ.

**બોટાદ**—દોશી. છોટાલાલ છગનલાલ.

**અમદાવાદ**—જેસીંગભાઈ મોતીલાલ.

**ભાવનગર**- જૈન ધર્મપ્રસારક સભા.

**પાલીતાણા** -વોરા. અનુભાઈ મોતીચંદ.



શ્રી ગણધરેંદ્રાય નમઃ

૧૯૯૭

# નવિનરાજ.

આ દુનિયામાં સર્વમતાવલંબીઓને નિર્વિવાદ આ વા-વાત તો કબુલજ છે, કે દુનિયામાં બીજા પાપો કરતાં મૃષાવાદમાં થતું પાપ તે સંખ્યા જેટલી વખત સ્થાપીને અન્યોન્ય ગુણાકાર કરતાં આવેલી સંખ્યા કરતાં પણ ઘણુંજ છે. સામાન્ય મૃષાવાદોથી કઇ જીવ નરકનિગોદમાં રખડયા છે. કે જેની સંખ્યા નથી. તો પછી જે લોકો ધર્મને બહાને લોકોને ઠગી પોતાની માન્યતા 'વધારવાને માટે' અથવા પૂજા માટે મૃષાવાદ બોલી હુંડા અવસર્પિણી પાંચમો આરો અને ભસ્મગ્રહની વક્રતાનો મહીમા સાચો કરી બતાવે તેની તો વાતજ શી ? કેટલાક તો સામાન્ય મૃષાવાદથી તથા ઠગવાના વિશેષ મૃષાવાદથી સંતોષ નહીં પકડતાં એટલા બધા પૂજાતાના લોભમાં વિકલ બની જાય છે કે જેને અંગે સિદ્ધાંતોના સીધાં વાકયોને પણ અવળાં કરવાને ચુકતા નથી, તે પણ એટલે સુધી કે જે અર્થને કોઇપણ જિજ્ઞાસુ કબુલ કરી શકે નહીં. ખેદ આટલા માટેજ શાસ્રીકારો સ્થળે સ્થળે જણાવે છે કે સમ્યક્ત્વની પ્રાપ્તિ ઘણીજ દુર્લભ છે પણ તેના કરતાં પ્રાપ્ત થએલાનું રખોવું ઘણુંજ મુસ્કેલ છે. આ ઉપર જણાવેલી વાતનો મુદ્દો એટલોજ છે કે આ કાળ મિથ્યાત્વ પ્રચુર હોવાથી પૂજાના

લોભીઓનો ખજાનો છે, આવા લોભીઓ પૂર્વે થઇ ગયા તેનાથી પણ સંતોષ નહીં ધરતાં કાળે એક નવા લોભીનો પણ વધારો કર્યો છે; જેનું સ્વરૂપ આ પુસ્તક આદ્યંત વાંચી જોવાથી દરેક વાંચકને માલુમ પડશે.

આ નવો પૂજાનો લોભી તે એજ કે શઠાવધાનીને નામે ઓળખાતો હતો. તેને અનેક પ્રકારે માર્ગને ખોટી વિડંબના કરી અનેક લેખો ધર્મવિરૂદ્ધ લખ્યા છે. છતાં તે દરેક તથા તમામ તરફ ખ્યાલ નહીં આપી મારા વાંચકને થોડા વખતમાં સહેલથી તેના અંદર અભિપ્રાયોનો ચિતાર તેના એકજ લેખ ઉપરથી આપીશ.

મારા પ્યારા વાચક, તે નવીનનો મુદ્દો કોઈપણ પ્રકારે દુનિયાની ટોચ ઉપર આવવાનો હતો કે જેથી પોતની માન્યતા અલૌકીક થાય, બસ આજ વિચારને વળગી રહીને તેણે અનેક પ્રકારની ઉલટ પાલટો કરી, તું સારી પેઠે જાણે છે કે, શાસ્ત્રકારો વિગેરે સમ્યકત્વ રૂપી અમૂલ્ય વસ્તુઓ રહેવાને આધારભૂત આત્માસ્તિત્વ આદિ છ સ્થાનકો વર્ણવે છે તે સમ્યકત્વસ્વાધ્યાય આદિ અનેક ગ્રંથોમાં સવિસ્તર આબેહુબ શંકા સમાધાન સહિત વર્ણન કરવામાં આવેલાં છે. જેનો ફક્ત કેટલોક ભાગ આ નવિન ભાષા દોહરા છંદમાં ગોઠવી ગાથા નામ આપી બનાવ્યો છે. તેનો અર્થ પણ ગુજરાતીમાં તેને અથવા તેના (ગ્રંથકર્તાના) કોઇ નિરંતર ભકતે કરી આત્મસિદ્ધિના નામથી [illegible]માં બહાર પાડેલો છે.

પ્રિય વાંચક ! પ્રથમ ધ્યાનમાં લેવા યોગ્ય હોવાથી તેનો શરૂઆતમાં કેટલોક દૂરનો પાઠ જણાવીશ. પૃષ્ટ. ૩ માં ૧૧ મો દોહરો ને તેનો અર્થ.

પ્રત્યક્ષ સદ્‌ગુરૂ સમ નહિં; પરોક્ષ જિન ઉપકાર,
એવો લક્ષ થયા વિના, ઊગે ન આત્મવિચાર. ૧

અર્થ—જ્યાં સુધી જીવને પૂર્વકાળે થઇ ગયેલા એવા જિનની વાત ઉપરજ લક્ષ રહ્યા કરે અને તેનો ઉપકાર કહ્યા કરે અને જેથી પ્રત્યક્ષ આત્મભ્રાંતિનું સમાધાન થાય એવા સદ્‌ગુરૂનો સમાગમ પ્રાપ્ત થયો હોય તેમાં પરોક્ષ જિનોનાં વચન કરતાં મોટો ઉપકાર સમાયો છે તેમ જે ન જાણે તેને આત્મવિચાર ઉત્પન્ન ન થાય.

મિત્ર આ ઊપરથી કર્તા પોતે શું ધારે છે, ને કેવી માન્યતાની હવેલી બનાવવા ધારે છે, તે તું સમજ્યો ? જ્યારે દરેક ગ્રંથકાર અથવા ગુરૂઓ जिणपन्नत्तं तत्तं કહી જીવાદિક તત્વને જિનેશ્વર મહારાજની પ્રમાણિકતાને આધારે માનવા જણાવે છે ને સૂત્રકારો પણ तमेव सच्चं नीसंकं जं जिणेहिं पवइयं કહી જે જિનેશ્વર મહારાજાઓએ કહેલું છે તેજ સાચું અને નિસ્શંક છે કહી દરેક તત્વને જિનેંદ્ર મહારાજના કથન તરીકેજ પ્રમાણ માનવા જણાવી સમ્યક્ત્વ જણાવે છે ત્યારે આ નવિન જિનેશ્વરો-ની પૂજા કરતાં સીધા શબ્દોમાં કહીએ તો તેને ઉથાવી

પોતાની પૂજા કરવાનો મહિમા વિશેષ બતાવે છે તેતો અણઘટતા પણ સમજવાને લાયક સૂર્યને ઓળખાવનાર ખજુઆના (આગીઆના) મહિમાના દ્રષ્ટાંતને અનુસરતું છે, હું ન ભુલતો હોઉં તો પ્રથમ તેઓને પૂછવામાં આવતું હતું કે કયા શાસ્ત્રના આધારે આ વાત કહો છો ત્યારે તેઓને પોતાની અજ્ઞાનતા છુપાવવામાં તમો આગ્રહી છો, તમો માર્ગથી વિમુખ છો એવા શબ્દો કહેવામાં આવતા, છતાં છેવટે કોઈપણ રીત તેઓએ મૂળ શુદ્ધિ છોડી નહીં ત્યારે માન્યતા વધારવાની ઇચ્છાએ ઉપરના ઉત્તર તરીકે આ દોહરાને જન્મ આપ્યો કે જેનાથી બિચારા આપ્તવચનને માનનારાઓને નવીનની સ્વછંદતા આગળ શાસ્ત્રનું નકામાપણું પોતાના વચનોની સાથે થઈ પડ્યું, અને હવેથી નવીનને શાસ્ત્રના આધારે બોલવાની જરૂર નહીં રહેતાં વગર લગામે દોડવાનો વખત આવ્યો કેમકે તેઓના મત પ્રમાણેતો તેમને પંચપરમેષ્ઠીમાં પણ પહેલાં સાધુ યા આચાર્યજ માનવા પડશે, ને નહી માને ત્યાં સુધી આત્મવિચાર થવાનો નથી તથા ગવર્નર કરતાં શાહેનશાહને અધિક માનશે ત્યાંસુધી વફાદાર થવાને લાયક થશે નહીં, પણ શું કરે; કર્મને આધિન પ્રાણીઓ પોતાના હિત અથવા અહિતને મહોન્મત્તની પેઠે સમજવામાં સમર્થ છતાં ઉલટું [illegible] પણ ઉત્કૃષ્ટો બને છે. તે માટે શાસ્ત્રકારો માન

અને માયા આદિને અંતરંગના શત્રુ ગણે છે.

મારા મિત્ર આટલાજ માટે તેઓએ (નવીને) ગ્રન્થની શરૂઆતમાં જિનેશ્વર મહારાજને નમસ્કાર નહી કરતાં ઉપર કહેલા હેતુથી સદ્ગુરૂને નમસ્કાર કર્યો છે જે રીતિ કોઇ પણ જૈન ગ્રન્થકાર કે બીજા મતના પણ ગ્રન્થોમાં જોવામાં પ્રાયઃ નથી આવતી. આવી રીતે પોતે સદ્ગુરૂ બનવાની હવાઈ હવેલીમાં ચઢ્યા છતાં તેઓને જિનેશ્વર મહારાજના વચનો ઉપર પ્રતીતિ રાખનારને આત્મજ્ઞાન વિનાના બનાવવા પ્રયત્ન કરવો પડ્યો અને પોતાની માન્યતા વધારવાને ખાતરજ પોતે પહેલાં ફક્ત આમજનને માટેજ કહેલા જ્ઞાન અને ક્રીયા બંનેને સદ્ગુરૂનાં લક્ષણોનાં સ્થાન ન આપતાં આત્મજ્ઞાનનેજ સ્થાન આપ્યું અને ક્રિયાને માટે કોઇપણ જાતનું મનમાં દૂષણ નહિ ધરાવતાં કર્મના ઉદયપ્રમાણે વિચરવું એવું સ્વમાન્યતાને અનુકુળ લક્ષણ કરવું પડ્યું, જ્યારે શાસ્ત્રકારો જ્ઞાન અને ક્રિયા યુક્ત ઉદયિક ક્રિયાને રોકનાર જણાવીને સમ્યક્ત્વ મૂલ પાંચ મહાવ્રત ધારીનેજ ગુરૂ તરીકે માનવા જણાવે છે. જેને માટે જૈન બચ્ચાઓ પણ पञ्च महव्वय धारा પદથી પંચ મહાવ્રતને ધારણ કરનાર હોય તેજ ગુરૂ કહી શકાય એમ જાણે છે. જ્યારે આમ છે, તો પછી "આત્મજ્ઞાનસમદર્શિતા વિચરે. ઉદય પ્રયોગ અપૂર્વ વાણી પરમશ્રુત સદ્ગુરૂ લક્ષણ યોગ્ય" એ ૧૦મા દુહાથી કર્મ ઉદયને આધારે વર્તે. અર્થાત્ આરંભ પરિગ્રહ

મૈથુન કુટુંબ આદિની પ્રવૃત્તિ કરનારને પણ સદ્‌ગુરૂ ગણાવવા, એ કેટલી બધી અંધાધુની, તે સહેજમાં સમજાઇ આવશે અને એ માન્યતાને આધારેજ તેઓ પોતાના ભક્તો અને કેટલાક ઢુંઢીઆ સાધુની પાસે વંદન કરાવતા હશે, જ્યારે શાસ્ત્રકારો, ઇંદ્રો, તથા કેવલિઓતો પોતે એમ કહે છે કે કેવળજ્ઞાન થયું હોય તોપણ વેષ વિનાના મનુષ્યને વંદન કરવું નહીં. અર્થાત્ જેમ વેષ એકલો વંદન કરવા યોગ્ય નથી તેમ એકલું જ્ઞાનપણ વેષવિનાનું હોયતો વંદન કરવા યોગ્ય નથી. છતાં પોતાનામાં સદ્‌ગુરૂપણું સાબીત કરી પૂજાવા માટેજ પોતાના ભક્તોને ઉપરના લેખ પ્રમાણે કહેવું પડયું કે જેનું સંસારાટવીમાં લાંબી મુશાફરી રૂપ ફલ થવાને જરૂર શાસ્ત્રકારો ફરમાવે છે અને એટલાજ માટે તેઓને કારક સમ્યકત્વની વાત રોચકમાં જોડી લેવાની ફરજ પડી. જેમકે "આત્મજ્ઞાન ત્યાં મુનિપણું તે સાચા ગુરૂ હોય." ૩૪ એના અર્થમાં પણ સમકિત એટલે જ્યાં આત્મજ્ઞાન છે ત્યાં મુનીપણું જાણો. આ લેખ એટલાજ માટે લખવો પડયો કે મુનીપણામાં વ્રતાદિની જરૂર નથી પણ આત્મજ્ઞાન થવું જોઇએ. જો કે દ્વિવેદી શાક્ષીમાં તો જં સમ્મંતિ પાસહ એવો પાઠ છે. પણ આત્મજ્ઞાન એવો પાઠ નથી. અર્થાત્ સમ્મંતિ એટલે સમકિત છે તેને મુનિપણું દેખો

ને તે પણ કારક* સમકિત લેવું પડશે પણ શું કરે, બિચારા પ્રાણીઓ મિથ્યાત્વ મોહનીને આધિન થઇ લોભની વેગવતીમાં તણાય તેમાં નવાઈ નથી, પણ આશ્ચર્ય છે કે નવીનરાજે આ પહેલું પદ દેખ્યું પણ સાથેનું બીજું પદ ન દેખ્યું, હા માન તારી શું લીલા, કાંણી હાથણીથી પણ વધી ગઇ, બીજા પદમાં સાથેજ જણાવ્યું છે કેઃ—

**जं मोणंति पासह तं सम्मंति** અર્થાત્ જે મુનિપણું દેખો છો તેજ સમકિત છે. પણ પ્યારા વાંચક નવીનરાજે આ પદ જોયાછતાં આ વાત પોતાને પ્રતિકૂલ જે પોતાની મૂળ માન્યતાની તેને સમૂળગી ઉખેડી નાંખનાર હોવાથી ભક્તોને જણાવ્યું નહીં કારણકે જો જણાવે તો પોતાને વ્રતાદિક કરવાં પડે અને સ્ટીમરોના ખરીદના તારો, વ્હાલી પ્રિયા, કુટુંબ વિગેરે છોડવાં પડે, ત્યારેજ સમકિત થાય, અને તે ન કરે ત્યાં સુધી તો મિથ્યાત્વી રહે. શાબાશ. નવીનરાજ, તારી લીલા તો પેલા કૃષ્ણચંદ્રજી કરતાં પણ હદ બહાર કે તેઓતો સ્વતંત્ર લીલા કરતા પણ આપને તો શ્રી અકલંક જિનદેવ પણ પોતાના વચનોથી લીલા કરવાની છૂટ આપેછે. જ્યારે તે વીતરાગ બ્રહ્મા વીગેરે તમામની લીલા ઉપર સજડ અંકુશ મેલેછે, પણ આ થોડા કાળને

---

* શ્રદ્ધારૂપ રોચક, સાધુપણારૂપ કારક, અને પોતે મિથ્યાત્વી છતો બીજાને અપૂર્વ વાણીના બળથી સમ્યકત્વ પમાડે તે દીપક. એ ત્રણ સમ્યકત્વના ભેદ છે. )

માટે હોય તેમ લાગતું નથી, પણ સર્વદા પોતે તેવા આરંભી પરિગ્રહી રહે તોપણ પોતે પોતાના ભકતો કે તે ને કદાચિત્ ગમે તેવા ત્યાગી અગર જ્ઞાની થાય તોપણ તેઓની પાસે પોતે સદ્ગુરૂ તરીકે પૂજાવવાને લાયક છે, એમ જણાવવાને બહાર પડી "ચેલા વિરાગી ગુરૂરાગી" એ ઉખાણો સત્ય કરવાના સંપૂર્ણ વિચાર ઉપર આવ્યા છો, ને તેનેજ માટે "જે સદ્ગુરૂ ઉપદેશથી પામ્યા કેવલજ્ઞાન, ગુરૂ રહે છદમસ્થ પણ વિનય કરે ભગવાન" ૧૯ મો દુહો લખી ગુરૂના જાણવામાં ન આવે ત્યાં સુધી ઉદ્ધતતા આદિના પરીહારને માટે કેવલિએ કરાતો વિનય તેમને તો ઠીક ઉપકારી થઇ પડયો, જો કે કેવળજ્ઞાનને માટે તો સ્વછંદી નવીનરાજની કલ્પનાજ જુદી છે કે જે સાંભળતાં સ્વપક્ષ અને પરપક્ષ બંનેને નવો ઉજાસ તેમના માન્યતાના કીલ્લા તથા ભોંયરા ઉપર પાડી ઉઘાડી કરી આપશે. તેઓ ૧૧૩ મા દોહામાં તો "કેવળ નિજસ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન કહીએ કેવળજ્ઞાન તે દેહછતાં નિર્વાણ." આ શબ્દોથી પોતાનું સંસ્કૃત માગધી આદિ જરૂરી ભાષાનું અજ્ઞાનપણું છતાં પણ પોતાના આત્માને કેવળજ્ઞાની તરીકે પોતાના અંધભકતો પાસે પૂજાવવા મનાવવાને માટે ખુલ્લીરીતે બહાર પડયા છે. અર્થાત્ કેવળ પોતાના આત્માનું જ્ઞાન તે કેવળજ્ઞાન એમ જણાવી પોતે તેવા બન્યાછે એમ જણાવેછે.

१९८७



જયારે કોઇપણ જૈનશાસ્ત્રમાં તો શુ પણ અન્યમતમાં પણ માત્ર આત્મજ્ઞાનથી કેવળજ્ઞાન, માનવામાં આવતું નથી પણ રૂપી અરૂપી તમામ પદાર્થો જાણવાથીજ કેવલી કે સર્વજ્ઞ થઇશકે પણ નવીનરાજની ઢબ તો તમામ નરને નવી સડકે દોરે તો તે તેમના નામને છાજતુંજ કહેવાય. આટલુંજ નહિ પણ છેલ્લા પદથી તો પોતે શરીરવાળા છતાં પણ સિદ્ધપણાના ઉમેદવાર થવાને તૈયાર થયા હોય તેમ જણાય છે, કે જે ઉમેદવારી નવયૌવનાને માટે ઉમેદવાર થયેલા નપુંસકનેજ સંભારી આપે છે. અને તેનાજ આગળના ૧૧૪ મા દોહાથી જ્ઞાનમાત્રથી વિભાવનો નાશ જણાવી તેઓ યુક્તિ, પોતાનું વચન અને જૈનશાસ્ત્રથી તદન બહાર માન યા લોભ યંત્રના પ્રેર્યા જઇપડી પોતાને ક્રિયા કરવાની કે ત્યાગની જરૂર બતાવતા નથી. તેમજ પોતે આત્મજ્ઞાનવાળા હોવાથી સદ્ગુરૂ, કેવળી હોવાને લીધે અત્યંત આરાધન કરવા યોગ્ય છે. ને તે વાતજ પોતે એટલી બધી શિષ્ય (જે પુરૂષ યા નારી હોય) તેમના વચનોની અસરથી જણાવે છે કે જેની આગળ મહારાજા લાઇબલકેશની વાતતો તદન ભૂલીજ જવાય. દોહરો ૧૨૯ મો " આ દેહાદિ આજથી વર્તો ગુરૂઆધીન " વાંચક ! કાંઇ બાકીરહ્યું પોતે પોતાના માનેલા હવાઇકિલ્લામાં પણ દૃઢભક્તો અને ભક્તાણીઓને દોરવાને માટે સમર્થ થઇ શકયા. વહાલા ! વિચાર

કર કે પોતાનામાં કેટલી ગુણશ્રેણી પોતે માનતા હોવા જોઇએ કે જે ત્યાગી પુરૂષોમાં પણ અમુકનેજ ઉચિત એવી બહુવેલ આદિની ક્રિયા સુધી પહોચવાની યોગ્યતા પોતાનામાં મનાવવાને બહાર પડી શકયા. કાલ તારી ખુબી તો જુદીજ છે કે જેનો વિચાર કરતાં આગળ વૃદ્ધિજ થાય છે, પણ અંત આવતો નથી ને પુદગલે કરી આત્માની તૃપ્તિ આશાને અવશ્ય યાદ કરાવેછે, આ માન્યતાની ઇચ્છાનો મનોરથ પ્રગટ થવાનું કારણ ફક્ત મિથ્યાત્વ મોહનીય કે પોતેજ કહેલા સંસારમાં ડુબવાના કારણભૂત નિકાચિત કર્મોનો બંધ ( કે જે અસદ્ ગુરૂ છતાં સદ્ ગુરૂ તરીકેના વિનયને પામવાથી થાય છે તે) નોજ મહિમા હોવો જોઇએ, કેમકે મુની સુંદરસૂરીજી સરખા જ્યારે સહસ્ર અવધાનને ધારણ કરનાર હોવા છતાં પોતાના આત્માને અલ્પજ્ઞ આદિ પદોથી શોભાવી ત્યાગી વૈરાગી થયા તો પછી આ બિચારા નવીનસાજ કે જે ફક્ત તે શિવાય બીજા વિષયોના ઘણાજ અજ્ઞાન છે. તે આવી પોતાની નિકટ ભવીઓને અયોગ્ય વલણને પુષ્ટી આપી વિષભક્ષણના મનોરથની સફળતાની માફક પોતાને પુજાવવાનો મનોરથ સફલ કરવા, પોતાનામાં તેની યોગ્યતા દર્શાવવા બહાર પડયા. અફ્સોસ એટલોજ કે તેઓને ગુણસ્થાનક અને ષટ્દર્શનમાં શો શો અંશ છે અથવા શી-શી માન્યતા છે તેનીજ ખબર નથી કે જેથી તેઓ ૧૨૮ મા

ને તે પણ કારક* સમકિત લેવું પડશે પણ શું કરે, બિચારા પ્રાણીઓ મિથ્યાત્વ મોહનીને આધિન થઈ લોભની વેગવતીમાં તણાય તેમાં નવાઈ નથી, પણ આશ્ચર્ય છે કે નવીનરાજે આ પ્રહેલું પદ દેખ્યું પણ સાથેનું બીજું પદ ન દેખ્યું, હા માન તારી શું લીલા, કાંણી હાથણીથી પણ વધી ગઈ, બીજા પદમાં સાથેજ જણાવ્યું છે કે:—

**जं मोणंति पासह तं सम्मंति** અર્થાત્ જે મુનિપણું દેખો છો તેજ સમકિત છે. પણ પ્યારા વાંચક નવીનરાજે આ પદ જોયાછતાં આ વાત પોતાને પ્રતિકૂલ જે પોતાની મૂળ માન્યતાની તેને સમૂળગી ઉખેડી નાંખનાર હોવાથી ભકતોને જણાવ્યું નહીં કારણકે જો જણાવે તો પોતાને વ્રતાદિક કરવાં પડે અને સ્ટીમરોના ખરીદના તારો, વ્હાલી પ્રિયા, કુટુંબ વિગેરે છોડવાં પડે, ત્યારેજ સમકિત થાય, અને તે ન કરે ત્યાં સુધી તો મિથ્યાત્વી રહે. શાબાશ. નવીનરાજ, તારી લીલા તો પેલા કૃષ્ણચંદ્રજી કરતાં પણ હદ બહાર કે તેઓતો સ્વતંત્ર લીલા કરતા પણ આપને તો શ્રી અકલંક જિનદેવ પણ પોતાના વચનોથી લીલા કરવાની છૂટ આપેછે. જ્યારે તે વીતરાગ બ્રહ્મા વીગેરે તમામની લીલા ઉપર સજડ અંકુશ મેલેછે, પણ આ થોડા કાળને

---

* શ્રદ્ધારૂપ રોચક, સાધુપણારૂપ કારક, અને પોતે મિથ્યાત્વી છતાં બીજાને અપૂર્વ વાણીના બળથી સમ્યક્ત્વ પમાડે તે દીપક. એ ત્રણ સમ્યક્ત્વના ભેદ છે. )

માટે હોય તેમ લાગતું નથી, પણ સર્વદા પોતે તેવા આરંભી પરિગ્રહી રહે તોપણ પોતે પોતાના ભકતો કે તે જો કદાચિત્ ગમે તેવા ત્યાગી અગર જ્ઞાની થાય તોપણ તેઓની પાસે પોતે સદ્ગુરૂ તરીકે પૂજાવવાને લાયક છે, એમ જણાવવાને બહાર પડી "ચેલા વિરાગી ગુરૂરાગી" એ ઉખાણો સત્ય કરવાના સંપૂર્ણ વિચાર ઉપર આવ્યા છો, ને તેનેજ માટે "જે સદ્ગુરૂ ઉપદેશથી પામ્યા કેવલજ્ઞાન, ગુરૂ રહે છદમસ્થ પણ વિનય કરે ભગવાન" ૧૯ મો દુહો લખી ગુરૂના જાણવામાં ન આવે ત્યાં સુધી ઉદ્ધતતા આદિના પરીહારને માટે કેવલિએ કરાતો વિનય તેમને તો ઠીક ઉપકારી થઇ પડયો, જો કે કેવળજ્ઞાનને માટે તો સ્વછંદી નવીનરાજની કલ્પનાજ જુદી છે કે જે સાંભળતાં સ્વપક્ષ અને પરપક્ષ બંનેને નવો ઉજાસ તેમના માન્યતાના કીલ્લા તથા ભોંયરા ઉપર પાડી ઉઘાડી કરી આપશે. તેઓ ૧૧૩ મા દોહામાં તો "કેવળ નિજસ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન કહીએ કેવળજ્ઞાન તે દેહછતાં નિર્વાણ." આ શબ્દોથી પોતાનું સંસ્કૃત માગધી આદિ જરૂરી ભાષાનું અજ્ઞાનપણું છતાં પણ પોતાના આત્માને કેવળજ્ઞાની તરીકે પોતાના અંધભકતો પાસે પૂજાવવા મનાવવાને માટે ખુલ્લીરીતે બહાર પડયા છે. અર્થાત્ કેવળ પોતાના આત્માનું જ્ઞાન તે કેવળજ્ઞાન એમ જણાવી પોતે તેવા બન્યાછે એમ જણાવેછે.

જ્યારે કોઇપણ જૈનશાસ્ત્રમાં તો શુ પણ અન્યમતમાં પણ માત્ર આત્મજ્ઞાનથી કેવળજ્ઞાન, માનવામાં આવતું નથી પણ રૂપી અરૂપી તમામ પદાર્થો જાણવાથીજ કેવલી કે સર્વજ્ઞ થઇશકે પણ નવીનરાજની ઢબ તો તમામ નરને નવી સડકે દોરે તો તે તેમના નામને છાજતુંજ કહેવાય. આટલુંજ નહિ પણ છેલ્લા પદથી તો પોતે શરીરવાળા છતાં પણ સિદ્ધપણાના ઉમેદવાર થવાને તૈયાર થયા હોય તેમ જણાય છે, કે જે ઉમેદવારી નવયોવનાને માટે ઉમેદવાર થયેલા નપુંસકનેજ સંભારી આપે છે. અને તેનાજ આગળના ૧૧૪મા દોહાથી જ્ઞાનમાત્રથી વિભાવનો નાશ જણાવી તેઓ યુક્તિ, પોતાનું વચન અને જૈનશાસ્ત્રથી તદન બહાર, માન યા લોભ યંત્રના પ્રેર્યા જઇપડી પોતાને ક્રિયા કરવાની કે ત્યાગની જરૂર બતાવતા નથી. તેમજ પોતે આત્મજ્ઞાનવાળા હોવાથી સદ્ ગુરૂ, કેવળી હોવાને લીધે અત્યંત આરાધન કરવા યોગ્ય છે. ને તે વાતજ પોતે એટલી બધી શિષ્ય (જે પુરૂષ યા નારી હોય) તેમના વચનોની અસરથી જણાવે છે કે જેની આગળ મહારાજા લાઇબલકેશની વાતતો તદન ભૂલીજ જવાય. દોહરો ૧૨૬ મો " આ દેહાદિ આજથી વર્તો ગુરૂઆધીન " વાંચક ! કાંઇ બાકીરહ્યું પોતે પોતાના માનેલા હવાઇકિલ્લામાં પણ દૃઢભકતો અને ભક્તાણીઓને દોરવાને માટે સમર્થ થઇ શકયા. વહાલા ! વિચાર

કર કે પોતાનામાં કેટલી ગુણશ્રેણી પોતે માનતા હોવા જો-ઇએ કે જે ત્યાગી પુરૂષોમાં પણ અમુકનેજ ઉચિત એવી બહુવેલ આદિની ક્રિયા સુધી પહોચવાની યોગ્યતા પોતાનામાં મનાવવાને બહાર પડી શકયા. કાલ તારી ખુબી તો જુદીજ છે કે જેનો વિચાર કરતાં આગળ વૃદ્ધિજ થાય છે, પણ અંત આવતો નથી ને પુદગલે કરી આત્માની તૃપ્તિ આશાને અવશ્ય યાદ કરાવેછે, આ માન્યતાની ઇચ્છાનો મનોરથ પ્રગટ થવાનું કારણ ફક્ત મિથ્યાત્વ મોહનીય કે પોતેજ કહેલા સંસારમાં ડુબવાના કારણભૂત નિકાચિત કર્મોનો બંધ ( કે જે અસદ્ ગુરૂ છતાં સદ્ ગુરૂ તરીકેના વિન-યને પામવાથી થાય છે તે) નોજ મહિમા હોવો જોઇએ,

કેમકે મુની સુંદરસૂરીજી સરખા જ્યારે સહસ્ર અવધાનને ધારણ કરનાર હોવા છતાં પોતાના આત્માને અલ્પજ્ઞ આદિ પદોથી શોભાવી ત્યાગી વૈરાગી થયા તો પછી આ બિચારા નવીનસજ કે જે ફક્ત તે શિવાય બીજા વિષયોના ઘણાજ અજ્ઞાન છે. તે આવી પોતાની નિકટ ભવીઓને અયોગ્ય વલ-ણને પુષ્ટી આપી વિષભક્ષણના મનોરથની સફળતાની માફક પોતાને ઝુલાવવાનો મનોરથ સફલ કરવા, પોતાનામાં તેની યોગ્યતા દર્શાવવા બહાર પડ્યા. અફસોસ એટલોજ કે તેઓને સ્થાનક અને ષટ્દર્શનમાં શો શો અંશ છે અથવા શી-શી માન્યતા છે તેનીજ ખબર નથી કે જેથી તેઓ ૧૯૮ મા

દોહામાં "દર્શન ષટે શમાય છે આ ષટ્ સ્થાનકમાંહિ, કહે-
વાને હિમ્મત ધરી" વાહ નવીનરાજ પરધરના પણ
વિદ્વાન જણાઓ છો પણ ખરેખર આતો તમારા મત પ્ર-
માણે પણ તમેજ ભુલ કરી હો. નહીતર પોતાના સ્વ-
રૂપ માત્રને જાણવાથી તમને તો કેવળજ્ઞાન મળ્યું હતું.
અને તેથી કેવળી તરીકે પૂજાવાને લાયક થઇ ગયા હતા.
પછી ષટ્ દર્શન શમાય તેની તમારે શી જરૂર હતી?
કેમકે તમને કોઈ પૂછે કે અમુક દર્શનમાં શું માનેલું છે.
ત્યારે ઉલટું તમારે તો એમ કહેવાનું હતું કે એમાંથી
આપણને શું ફાયદો છે ને આવી રીતે ૨૭ મા દુહામાં
દેવગતિ આદિ માર્ગણાને શ્રુતજ્ઞાન સમજનારાઓને ખુલ્લા
શબ્દોથી સામા પડી તેને ખંડન કરવાની જરૂર પડી.
જ્યારે શાસ્ત્રકારો વસ્તુમાત્ર જાણવા માટે નિર્દેશ તથા
સદ્ આદિ દ્વારોની આવશ્યક્તા જણાવી, તે પ્રમાણે જાણે
તેનેજ નિશ્ચલ સમકિત વાલા ગણ્યા છે. પણ નવીનરાજ
ઠીક વિચાર કર્યો કે "નોતરૂં આવે તો ધાર આડો હાંડું
છું, નહીંતર મોચા ફોચાનું કોણ ખાય" આ ચારણની
કહેવત કામ આવી ગઇ કેમકે ન આવડે તેની સમકિતને
માટે જરૂર નથી, અને આવડે તેટલો બોધ સમકીતીને
હોવોજ જોઇએ, જોકે પરમાર્થથી તે પણ નથી. આ વાત
આપનો આગલો લેખ દૃઢ કરી આપે છે કે ૧૦૩ મા દો-

હામાં બોધથી મીથ્યાત્વ અને વીતરાગતાથી ચારિત્ર મોહ-
નીય હણાય એ વાત કરી. બસ, એટલુંજ આપ નહી સ-
મજી શકયા કે પહેલો બોધ કે પહેલો મીથ્યાત્વનો નાશ.
અને પહેલો ચારિત્રમોહનો નાશ કે પહેલાં વીતરાગતા.
કેમકે જો સમજયા હોત તો કાર્યને કારણ તરીકે અને
કારણને કાર્ય તરીકે બોલવાને વિચારવાને કે બહાર પાડવા-
ને હિમ્મત ધરતજ નહિં, પણ દીલગીરી કે મન માંકડું
ને કર્મ ઘેલું, પ્રિય વાંચક! નવીનરાજ આટલી અજ્ઞાનતા
જણાવતાં બંધ ન રહ્યા પણ આગળ વધીને દર્શન મોહ-
નિય અને ચારિત્રમોહનિયના કાર્યને કે સ્વરૂપને પણ
સમજયા વિના ૧૧૨ મા દોહામાં સમકીત વધવાથી વીત-
રાગની પ્રાપ્તિ જણાવવામાં સાહસ કરવા ચુકયા નહીં, વાં-
ચક ને નવિનરાજ! આપણે ટુંકામાં ક્હેવાનું હતું અને સામા-
ન્ય સુચના થવી જોઇતી હતી પણ તે કાંઇ વિસ્તારથી અને વધારે
પડતી થઈગઇ છે તેને માટે ક્ષમા કરશો, ફક્ત શાસ્ત્રના વચનરૂપિ
ચક્ષુમાં આંગલી ઘાલી તેના ઉપર આધાર રાખી આત્મ ક-
લ્યાણ કરનાર ભવ્ય જીવોની શ્રદ્ધા રૂપ આંગલી કરડવાની
લાગણી રૂપ અનીતિ દેખીને ઉત્પન્ન થયેલી તીવ્ર લાગણી
કોઇપણ પ્રકારે અનીતિના સમૂલ નાશ સૂધી શાંત થતી
નથી; પણ ખેર હવે સંક્ષેપથી અનીતિનો હેવાલ જણાવીશ
જેથી આપ બન્ને સાવચેત થશો એવી આશા છે વધારે

લખવાથી થતો કંટાળો હિતેચ્છુ ઉપર મહેરબાની કરી સહન કરશો.

નવીનરાજ મારે જણાવવું જોઈએ, કે નિકટ ભવિયો ઇંદ્ર મહારાજને પણ પ્રાર્થના કરવા યોગ્ય અને ચુલ્લક આદિ દશ દ્રષ્ટાંતોથી દુર્લભ શ્રાવકકુલમાં ઉત્પન્ન થઇ શુદ્ધ દેવગુરૂના આરાધનમાં તલ્લીન રહી નિસર્ગસમકીતના સ્વામી બને છે કે જેથી આપની તરવાર ત્યાં ચાલતી નથી પણ વિશાલાની સ્તૂપની પેઠે આપે ઠીક તે ઉખેડી નાંખવા માટે કૂલવાલકપણું આદર્યું છે,. અર્થાત્ જેમ કુલવાલકે નગરીને નહીં તુટવાનું કારણ એવી જે થૂભ તેનેજ નગરીના ઉપદ્રવનું કારણ જણાવી અક્કલના દુશ્મનોની પાસે તે થૂભ ઉખેડી નંખાવી, નગરીનો નાશ કર્યો, તેમ નિસર્ગસમકીતનું કારણજ દેવગુરૂનું આરાધન તે કુલગુરૂ અને કુલ દેવના રૂપમાં મેલી તેની પૂજા કે આરાધનમાં ધર્મજ નથી, બલકે સંસારભ્રમણ છે, એમ જણાવી છોડાવવા પ્રયત્ન કર્યો છે, જોકે જીનેશ્વર મહારાજ કોઇના કુલદેવ હોતા નથી છતાં પોતાની મૂલ નેમ કે જે **घटंभित्वा पटांछित्वा कृत्वा गर्दभरोहणं**ની પ્રમાણે કોઇ પણ પ્રકારે જુઠી મોટાઇ કે માન્યતા લેવાની હતી, તે પાર પાડવા પોતાને તેમ કહેવાની ફરજ પડી, અને તે માટેજ આ ટુંકા–"આત્મ-સિદ્ધિ" કે જેમાં ૧૪૨ દોહા છે. જે પૈકી ૪૫ થી ૧૧૮

સુધીના દોહા તો પૂર્વે જણાવેલા ષટ્સ્થાનકના અનુવાદ ક-
રનાર જેવા અને મુખ્યતાએ તે વિષયને અંગે છે. જો કે
તેમાં પણ ભાજનની વિષવાસના તો કોઇ કોઇ જગોએ સં-
ક્રમણ થવા પામી છે, છતાં તેને મુખ્યતાએ જણાવવા પ્ર-
યત્ન કરવામાં આવ્યો છે, બાકી ફક્ત ૬૮ દોહામાં આપે
નીચે સામાન્ય રીતે જણાવ્યા પ્રમાણે ઘણીજ વખત કુલ-
ગુરૂ કે કુલદેવને મત આગ્રહના નામથી પૂર્વોક્તશુદ્ધ દેવગુરૂને
છોડવવામાં પ્રયત્ન કર્યો છે. ધ્યાન દઇને સાંભળજે વાંચક પ્રથ-
મ તો તેણે સર્વદા આત્માને હિતકારક એવા શુદ્ધદેવની પૂજા-
ભક્તિથી દૂર કરવાને માટે ૨૫ મા દુહામાંજ જીનેશ્વર
મહારાજના સમવસરણાદિ મહિમા ( એટલે સમવસરણઆદિ
ઓછવ ) કરનારને કુલ દેવતરીકેના પક્ષપાતથી તું કરે છે
એમ તદન ખોટો આરોપ મેલીને ખસેડવા પ્રયત્ન કર્યો. જો
કે શાસ્ત્રકારો તથા કરનારાઓ પોતાના આત્મકલ્યાણને માટે
તે કરવા જણાવેછે તથા કરેછે અને તેવીજ રીતે દેવતાઓ
વિગેરે અઠાઈ મહોચ્છવઆદિ પણ તેમજ કરેછે. છતાં નવી-
નતાજ આપના કુલની તુખમને અનુસરીને આપને કેમ રુચ્યું
કે જેથી મહિમા ઉપર તેમ ખોટો આક્ષેપ કરવાની જરૂર
પડી, પણ શું તેમ કરવામાં પછી પોતાની માન્યતાનો વ-
ખત આવે, કારણકે ગૃહસ્થો બિચારા અમુક રકમ નિય-
મિતજ ખરચીશકે ને તેથી ઓચ્છવઆદિમાં ખરચ થવાથી

દોહામાં "દર્શન ષટે શમાય છે આ ષટ્ સ્થાનકમાંહિ, કહેવાને હિમ્મત ધરી" વાહ નવીનરાજ પરઘરના પણ વિદ્વાન જણાઓ છો પણ ખરેખર આતો તમારા મત પ્રમાણે પણ તમેજ ભૂલ કરી હો. નહીતર પોતાના સ્વરૂપ માત્રને જાણવાથી તમને તો કેવળજ્ઞાન મળ્યું હતું. અને તેથી કેવળી તરીકે પૂજાવાને લાયક થઇ ગયા હતા. પછી ષટ્ દર્શન શમાય તેની તમારે શી જરૂર હતી ? કેમકે તમને કોઈ પૂછે કે—અમુક દર્શનમાં શું માનેલું છે. ત્યારે ઉલટું તમારે તો એમ કહેવાનું હતું કે એમાંથી આપણને શું ફાયદો છે ને આવી રીતે ૨૭ મા દુહામાં દેવગતિ આદિ માર્ગણાને શ્રુતજ્ઞાન સમજનારાઓને ખુલ્લા શબ્દોથી સામા પડી તેને ખંડન કરવાની જરૂર પડી. જ્યારે શાસ્ત્રકારો વસ્તુમાત્ર જાણવા માટે નિર્દેશ તથા સદ્ આદિ દ્વારોની આવશ્યકતા જણાવી, તે પ્રમાણે જાણે તેનેજ નિશ્ચલ સમકિત વાલા ગણ્યા છે. પણ નવીનરાજ ઠીક વિચાર કર્યો કે "નોતરૂં આવે તો ધાર આડો હોઉં છું, નહીંતર મોચા ફોચાનું કોણ ખાય" આ ચારણની કહેવત કામ આવી ગઇ કેમકે ન આવડે તેની સમકિતને માટે જરૂર નથી, અને આવડે તેટલો બોધ સમકીતીને હોવોજ જોઇએ, જોકે પરમાર્થથી તે પણ નથી. આ વાત આપનો આગલો લેખ દ્રઢ કરી આપે છે કે ૧૦૩ મા દો-

હામાં બોધથી મીથ્યાત્વ અને વીતરાગતાથી ચારિત્ર મોહનીય હણાય એ વાત કરી. બસ, એટલુંજ આપ નહી સમજી શકયા કે પહેલો બોધ કે પહેલો મીથ્યાત્વનો નાશ. અને પહેલો ચારિત્રમોહનો નાશ કે પહેલાં વીતરાગતા. કેમકે જો સમજ્યા હોત તો કાર્યને કારણ તરીકે અને કારણને કાર્ય તરીકે બોલવાને વિચારવાને કે બહાર પાડવાને હિમ્મત ધરતજ નહિં, પણ દીલગીરી કે મન માંકડું ને કર્મ ઘેલું, પ્રિય વાંચક ! નવીનરાજ આટલી અજ્ઞાનતા જણાવતાં બંધ ન રહ્યા પણ આગળ વધીને દર્શન મોહનિય અને ચારિત્રમોહનિયના કાર્યને કે સ્વરૂપને પણ સમજ્યા વિના ૧૧૨ મા દોહામાં સમકીત વધવાથી વીતરાગની પ્રાપ્તિ જણાવવામાં સાહસ કરવા ચુકયા નહીં, વાંચક ને નવિનરાજ ! આપણે ટુંકામાં કહેવાનું હતું અને સામાન્ય સુચના થવી જોઇતી હતી પણ તે કાંઇ વિસ્તારથી અને વધારે પડતી થઇગઇ છે તેને માટે ક્ષમા કરશો, ફક્ત શાસ્ત્રના વચનરૂપિ ચક્ષુમાં આંગલી ઘાલી તેના ઉપર આધાર રાખી આત્મ કલ્યાણ કરનાર ભવ્ય જીવોની શ્રદ્ધા રૂપ આંગલી કરડવાની લાગણી રૂપ અનીતિ દેખીને ઉત્પન્ન થયેલી તીવ્ર લાગણી કોઇપણ પ્રકારે અનીતિના સમૂલ નાશ સૂધી શાંત થતી નથી; પણ ખેર હવે સંક્ષેપથી અનીતિનો હેવાલ જણાવીશ જેથી આપ બન્ને સાવચેત થશો એવી આસા છે વધારે

લખવાથી થતો કંટાળો હિતેચ્છુ ઉપર મહેરબાની કરી સહન કરશો.

નવીનરાજ મારે જણાવવું જોઈએ, કે નિકટ ભવિયો ઇંદ્ર મહારાજને પણ પ્રાર્થના કરવા યોગ્ય અને ચુલ્લક આદિ દશ દ્રષ્ટાંતોથી દુર્લભ શ્રાવકકુલમાં ઉત્પન્ન થઇ શુદ્ધ દેવગુરૂના આરાધનમાં તલ્લીન રહી નિસર્ગસમકીતના સ્વામી બને છે કે જેથી આપની તરવાર ત્યાં ચાલતી નથી પણ વિશાલાની સ્તૂપની પેઠે આપે ઠીક તે ઉખેડી નાંખવા માટે કૂલવાલકપણું આદર્યું છે, "અર્થાત્ જેમ કૂલવાલકે નગરીને નહીં તુટવાનું કારણ એવી જે થૂભ તેનેજ નગરીના ઉપદ્રવનું કારણ જણાવી અક્કલના દુશ્મનોની પાસે તે થૂભ ઉખેડી નંખાવી, નગરીનો નાશ કર્યો, તેમ નિસર્ગસમકીતનું કારણજ દેવગુરૂનું આરાધન તે કુલગુરૂ અને કુલ દેવના રૂપમાં મેલી તેની પૂજા કે આરાધનમાં ધર્મજ નથી, બલકે સંસારભ્રમણ છે, એમ જણાવી છોડાવવા પ્રયત્ન કર્યો છે, જોકે જીનેશ્વર મહારાજ કોઇના કુલદેવ હોતા નથી છતાં પોતાની મૂલ નેમ કે જે **घटंभित्त्वा पटंछित्त्वा कृत्वा गर्दभरोहणं**ની પ્રમાણે કોઇ પણ પ્રકારે જુઠી મોટાઇ કે માન્યતા લેવાની હતી, તે પાર પાડવા પોતાને તેમ કહેવાની ફરજ પડી, અને તે માટેજ આ ઢુંકા-"આત્મસિદ્ધિ" કે જેમાં ૧૪૨ દોહા છે. જે પૈકી ૪૫ થી ૧૧૯

સુધીના દોહા તો પૂર્વે જણાવેલા ષટ્સ્થાનકના અનુવાદ ક-
રનાર જેવા અને મુખ્યતાએ તે વિષયને અંગે છે. જો કે
તેમાં પણ ભાજનની વિષવાસના તો કોઇ કોઇ જગોએ સં-
ક્રમણ થવા પામી છે, છતાં તેને મુખ્યતાએ જણાવવા પ્ર-
યત્ન કરવામાં આવ્યો છે, બાકી ફક્ત ૬૮ દોહામાં આપે
નીચે સામાન્ય રીતે જણાવ્યા પ્રમાણે ઘણીજ વખત કુલ-
ગુરૂ કે કુલદેવને મત આગ્રહના નામથી પૂર્વોક્તશુદ્ધ દેવગુરૂને
છોડવવામાં પ્રયત્ન કર્યો છે. ધ્યાન દઇને સાંભળજે વાંચક પ્રથ-
મ તો તેણે સર્વદા આત્માને હિતકારક એવા શુદ્ધદેવની પૂજા-
ભક્તિથી દૂર કરવાને માટે ૨૫ મા દુહામાંજ જીનેશ્વર
મહારાજના સમવસરણાદિ મહિમા ( એટલે સમવસરણઆદિ
ઓછવ ) કરનારને કુલ દેવતરીકેનાં પક્ષપાતથી તું કરે છે
એમ તદન ખોટો આરોપ મેલીને ખસેડવા પ્રયત્ન કર્યો. જો
કે શાસ્ત્રકારો તથા કરનારાઓ પોતાના આત્મકલ્યાણને માટે
તે કરવા જણાવેછે તથા કરેછે અને તેવીજ રીતે દેવતાઓ
વિગેરે અઠાઈ મહોચ્છવઆદિ પણ તેમજ કરેછે. છતાં નવી-
નરાજ આપના કુલની તુખમને અનુસરીને આપને કેમ રૂચ્યું
કે જેથી મહિમા ઉપર તેમ ખોટો આક્ષેપ કરવાની જરૂર
પડી, પણ શું તેમ કરવામાં પછી પોતાની માન્યતાનો વ-
ખત આવે, કારણકે ગૃહસ્થો બિચારા અમુક રકમ નિય-
મિતજ ખરચીશકે ને તેથી ઓચ્છવઆદિમાં ખરચ થવાથી

પોતાની નેમ પાર પડે નહિ માટેજ આમ કરવું પડયું જો કે અંતે તો ધૂલની ધૂલ થઈ પણ પોતાના દુર્ધ્યાન અને ઉત્સૂત્ર-પ્રરૂપણામાં આત્માને નિકાચિતપણે નકામો મેલો કર્યો ને તે પણ એટલા સુધીકે તે પુજાવવાની કે કેવળિ બનવાની ઈચ્છા છેલ્લા શ્વાસોશ્વાસ સુધી પણ મટી નહિં, અને પોતાના રેખા જ્યોતિષ આદિના પણ અજ્ઞાનથી અંધ ભકતો આગળ જોર કરેલી સ્થિતિ ગઇ અને છેલ્લા વચનોથી પણ પશ્ચાતાપ કરવો પડયો કે "ઘણી ત્વરાથી પ્રવાસ પૂરો કરવાનો હતો ત્યાં વચ્ચે સહરાનું રણ સંપ્રાપ્ત થયું" નવીનરાજ તમારા વાકયનો ભાવાર્થ એજ છે કે કેવળિ બની લાંબી મુદત સુધી પૂજાવવાનો વિચાર જલદીથી હતો પણ તે ન થતાં આ દશા વચમાં થઇ ગઇ પણ નવીનરાજ આપે તે મુરાદ પાર ન આવેલી જાણી છતાં હઠી નહિ, વિચારશ્રેણી શરૂ રાખી, છેવટે બીજો વિચાર ન સૂજયો ત્યારે પોતાના દુષ્કર્મોનો ઉદય થયો કે જે આ ભવના અથવા પરભવના હો, જેનો નિર્ણય કરવા માટે જો કે હું આપના જેવો કેવલિ છું, છતાં સમર્થ નથી, કારણ કે સર્વ દ્રવ્ય અને સર્વ પર્યાય જાણી શકાય તેવું યથાર્થ કેવળજ્ઞાન હાલ કાલમાં કોઇનેપણ થાય નહિ એમ શાસ્ત્ર-કારો અનેક સ્થલે ખુલ્લી રીતે જણાવે છે, પૂર્વના કર્મપ્રભાવ-થી શરીરમાં અનેક રોગો અસાધ્ય ઉત્પન્ન થયા અને શરીર સુ-કાનું ગયું તે એટલે સુધી કે જેના વજનની સંખ્યા ઘણીજ ઓછ

તમામ સર્વસ્વ મારા આધીન કરો એવું સ્પષ્ટ જણાવવું પડયું, પણ નવીનરાજ! એક તમે જબરી યુક્તિ કરી કે જેઓ શુદ્ધપ્રરૂપણા કરે છે તેથી તેમનું ખંડન અથવા તેમની તરફ અનાદર કરાવવા ૧૩૭ના દુહાથી "મુખથી જ્ઞાન કથે" અને એ પદથી અને શુદ્ધ વર્ત્તનવાળા હોય તોપણ તેઓને "લહ્યું જ્ઞાન ન વૃત્તિનું" એ પદે કરીને અને બન્ને (જ્ઞાન અને વૃત્તિ સુધી) વાળા હોય તેઓને કુલગુરૂ તરીકે ઓળખાવ્યા, અને સ્ત્રીદે જન્મથી માનવાને લીધે અનંતાનુબંધીનાભાજન ઠરાવવા ચુક કરી નહી, બલિહારી છે તમારી ઈચ્છાની અથવા ચાતુરાઇની કે જેની આ-

ગળ કોઇપણ ભોલા ભવિને રસ્તો સુઝેજ નહિ, સમજુ ભવિતો સમજેજ કે અતત્વને તત્વ તરીકે માનવામાં અનંતાનુબંધિકષાય કે મિથ્યાત્વ છે પણ ભોળા ભવિને તે સુઝ પડી નહિ, દુનિયામાં પણ કહેવત છે કે "જોનારની એ અને ચોરનારની ચાર" તત્વાર્થ એટલોજ કે ભોલા બચ્ચો કે જે ભાનવિનાના હતા તે મનુષ્યો ફાંસામાં પડયા. પ્રિય વાંચક નવીનરાજ! તે ફાંસામાં પડેલા પાછા રખેને ખસી જાય, કારણકે જૂઠાને પટા હોતા નથી એ કહેવત તેમને સારીપેઠે યાદ રાખવાની જરૂર પડતી હતી, તેમ ન કરેતો પોતાનો વાવટો શાસ્ત્રવચનરૂપિ જવાજલ્યમાન જ્વાળાથી બળી જાય, અને તેને માટે એટલા સુધી તેણે ભક્તોને

ઠસાવ્યું કે સદ્ગુરૂ કે જે પોતાના શિવાય બીજાને મનાવતો નથી તેને આધારેજ મોક્ષને પ્રતિકુળ એનો સ્વછંદ અને માન વિગેરે રોકાય છે, ને તે શિવાય રોકાતો નથી એમ જણાવવા ૧૭ અને ૧૮મા દોહાથી જગજાહેર જાલ ગુંથી તે એટલા સુધી શાસ્ત્ર વીગેરેથી તોજે (સ્વછંદ અને માન ) બમણોજ થશે બલ્કે જીન સ્વરૂપ પણ હું સમજાવું તેજ જાણવું, એટલી બધી નવીનરાજે પોતાના ૧૨ મા દોહામાં ભક્તોને આંજવા પોતાની હદ જણાવી, તેમજ પોતેજ જીન છે એવા રૂપમાં લોકોને સમજાવવા કોઇ પણ શાસ્ત્રમાં નિરૂપણ કરવામાં નહિ આવેલ એવું લખાણ. “ મુલ શુદ્ધ તે આત્મપદસયોગી જીન સ્વરૂપ ” એ પદથી રૂપાંતર પોતે જણાવ્યું. કારણકે શાસ્ત્રકારેઃ નિશ્ચયનયની અપેક્ષાએ આત્માની શુદ્ધતા એ મુલપદે સિદ્ધસમાન કહે છે, પણ સયોગી જીનસ્વરૂપ તરીકે આત્માને ઓળખાવનારી નવીનરાજની પ્રવૃત્તિ ઉપર જણાવેલા વિચારથી ઉત્પન્ન થાય તેમાં આશ્ચર્ય નહિ. અને તેટલા માટેજ પોતે કહેલો ગુણસ્થાનક્રમ કે જે કોઈ પણ ગુણસ્થાનના અનુક્રમને અનુકુલ નહિ છતાં તેમાં આત્મજ્ઞાન માત્રથી મોહની કર્મનો ક્ષય જણાવી ઉદયાધીન વર્તવામાં કાંઇ પણ બાધ નથી, એમ જણાવવા પ્રયત્ન કર્યો કે જેથી કાપવામાં આવતા ચીભડાને પાપકર્મોનો તીવ્ર ઉદય છે, એ ભાવના સફલ થાય, કારણકે શાસ્ત્રકારો દરેક

સ્થલે ક્ષાયિક ક્ષાયોપશમિક આદિ ભાવોનેજ ધર્મ તરીકે જણાવી ઉદયના ક્ષય માટે યા ઉપશમને માટે ઉપદેશ આપે છે, ત્યારે આ મહાશયને ઉદયને આધીનજ વર્તવામાં સદ્ગુરૂપણું આદિ રહે છે, એમ મનાવવા બુદ્ધિની પ્રેરણા થાય છે, વાંચક કંટાળીશ નહિ. હવે સમાપ્તિમાં થોડીજ વાર છે કેમકે આપણે તેની કાંઇ મોટા પુસ્તકની પરીક્ષા કરી બેઠા નથી, પણ ફક્ત મુખ્યતા એ ૬૮ દોહાનીજ છે. તારી ધ્યાનમાં તો આવ્યું હશે કે આટલી ટુંક રચનામાં જેણે આટલી ઉલટ પાલટ કરી છે તે વિશેષમાં વિશેષ ફેરફાર કરી પોતાના બુદ્ધિ અશ્વને કંઇના કંઈ વેગમાં દોડાવી મનોરથ સફલતાના કલ્લોલો ઉડાવવા તૈયાર હશે; પણ નવીનરાજ આટલું કહ્યા છતાં આપણા છેલ્લી વખતના બે અર્થવાળા વચનોનો હું ભૂલતો નહિ હોઉં. અને ધારૂં છું તે પ્રમાણેજ જો તેનો અર્થ હોય તો આપ કંઈ ભવભયથી ડરીને જૈન શાસનના અખંડ તેજને પ્રતાપે પોતાના મનોરથોને સ્વપ્ન રાજ્યસમ નકામા થયેલા જાણી આશ્ચર્ય પામેલાજ લાગોછો કે જેને લીધે "જે સ્વરૂપ છે તે અન્યથા થતું નથી." આવા વચનોને કહાડવા શક્તિમાન થયા અને મોહની બેડીને કંઇક નરમ પાડવા બહાર પડયા અને જો તેમ હોય તો તો આપે ગોશાલાના દૃષ્ટાંતને ખરોખર ભવ્યોના મગજમાં તાજું કરેલું કહેવાય, અને તેમ ન હોય અને માન્યતાને માટેજ એ

વચનો હોય અર્થાત્ મારા ભાગ્યમાં નહિ તેથી ઉંદરના કો-ચેલા સર્પવાળા કરંડીયા પેઠે થયું, એમ ધારતા હો તો તે દુર્ધ્યાનની અંત અવસ્થા સુધી પણ નિસ્સીમપણું હોવાને લીધે દેવગુરૂ આજન્મ આરાધન કરનારા ઉપર આરોપણ કરાતો મુદ્દો કેટલાગણો થઈને આપણી ઉપર આવી ...ડશે, તે આપ મધ્યસ્થતાની રૂએ વિચારી જોશો કે જેથી ...માર્ગે આવવાને સમર્થ થાઓ, છેવટે વાંચક ! પ્રાણી માત્ર ...ધીન છે અને જો તે ઉપદેશકને લાયક હોયતો તેની ઉપર ...ા અનુકંપાથી જીનેશ્વર મહારાજે પ્રરૂપેલા શાસ્ત્રોનાં ...ારે સદુપદેશ આપી ઔષધથી કહાના રોગની માફક ...ાત્વ મહારોગને કાઢી શુદ્ધ સમતા સામ્રાજ્યના ભાગી ...ઓ થાય અને આપણને અથવા દુનિયાના તમામ પ્રાણી ...ને પ્રમોદ ભાવનાના આલંબન થાય, એમ ઇચ્છવું. કાર-...કે ગુણના સમુદાયને ધારણ કરનાર દરેક સુજ્ઞ જીજ્ઞાસુ-...ને બહુ માન કરવા યોગ્ય થઇ ધર્મની ઉન્નતિ કરનારા ...ે છે, પણ કદાચિત્ માન કે આપણને તેવું જ્ઞાન નથી ...ર તેના બિચારાના મિથ્યાત્વ મોહનિય આદિ કર્મો તીવ્ર હોય અને તેને ઉપદેશ દીધા છતાં પણ ન લાગ્યો અર્થાત્ પોતાના કદાગ્રહ યા તિવ્રલોભાદિથી પાછો હઠયો નહિ, તો ...ચારવં ...ેકે અહો ! કર્મરાજાની કેટલી બધી પ્રબળ-...ા હાથ ઝાલે છે. તોપણ બિચા...

જંતુ ખરેખર સુખી થવાના સાધનોમાં પણ નથી, તો આપણે પણ હજી સર્વથા કર્મનો ના નથી માટે રખે આપણે પણ એના (કર્મના) કસાઇએ એમ વિચારી બાણને દેખી તે ફેંકનાર કરનારની માફક થઇ પથરાને કરડવાના દ્રષ્ટાંતને અનુસ અને તે જંતુ ઉપર દ્વેષ કે નિંદા નહિ કરતાં છેડો આણી માધ્યસ્થ્ય ભાવનાએ રહેવું, એ કર્તવ્ય છે એમ વિચારવા યોગ્ય ધારી આ લેખ કરૂં છું, વાંચક તથા નવીનરાજ! આપને આપેલી માટે માફી આપશો. ને ભુલ ચુક હોય તો સુધારીને ચવા તથા જણાવવા મહેરબાની કરશો એજ.

લી. આપને શુભ પંથપ્રેરક જૈનાન

---